સુરત યુનીયન જેક એસોશીએશન








ચીત્તાકર્ષક

ઉરફે

# "વફાદારે હીંદ"


લેખક—

મોહનલાલ ગંગાશંકર



છપાવી પ્રસિદ્ધ કરનાર

મગનલાલ જેકીશનદાસ ગજ્જર

સગરામપુરા

સંવત ૧૯૭૩. સુરત. સને ૧૯૧૭.

કીંમત રૂ૦ ૦-૨-૦

'जैन विजय' प्रेस-सूरत.



સુરત, ખપાટિયા ચકલા, લક્ષ્મીનારાયણની વાડીમાં આવેલા "જૈન વિજય" પ્રિન્ટિંગ પ્રેસમાં મુલચંદ કસનદાસ કાપડીયાએ છાપ્યું અને મગનલાલ જેઠીશનદાસ ગજ્જરે સુરત સગરામપુરામાંથી પ્રકટ કર્યું.

# વફાદારે હિન્દ નાટકનો ટુંકસાર.



## મંગળા ચરણ અને વસ્તુ સુચન.



**પ્રવેશ ૧ લો.** સ્થળ વસંત પુરનો બગીચો. તેજસિંહ મહારાજની યુવાન પુત્રી સુરબાળાનું સાહેલીઓ સાથે નિત્યના નિયમ પ્રમાણે શીવ મંદીર દર્શનાર્થે આવવું. સરખી વયની સાહેલીઓને આનંદ. સુરબાળા હજુ કુંવારી હોવાથી મદન તાપમાં મુંઝાતી નજરે પડે છે. સખીઓની મશ્કરી. પાછળથી સરદાર કેશરી-સીંહનું આગમન અરસ પરસ મેળાપ અને જાગૃતી સાથે ગુઝમાં પ્રેમ બંધનથી બંધાવુ. સમય થતાં બન્નેનું જુદું પડવું

**પ્રવેશ ૨ જો** સ્થળ વસંતપુરના વણીક લક્ષ્મીદાસનો બંગલો લક્ષ્મીદાસની સુશીલપત્ની પોતાના પુત્ર વધુના સુધારાથી અને ફેશનની શોખીઆરીમાં તણાઇ મીજાસી થએલી હોવાથી બળાપો કરતી સ્વામી સેવાનો મહિમા વિચારતી નજરે પડે છે પાછળથી પુત્રવધુ અને પુત્રનું આવવું

**પ્રવેશ ૩ જો.** સ્થળ વસંતપુર. શુરવીર સરદાર કેસરીસીંહ ટાઇમ્સ-ઓફ ઇન્ડીઆ વાંચતાં લડાઇના વિચારમાં તલ્લીન

થતો હાલના સંસારના અભિમાનીઓ તરફ ધીક્કાર-
ની દ્રષ્ટીએ જોતો નજરે પડે છે.

**પ્રવેશ ૪ થો.** સ્થળ વસંતપુરના મહારાજા તેજસિંહની રાજ્યકચેરી
મહારાજા તેજસિંહ પોતાનો દરબાર ભરી લડાઇના
વિચારમાં.

**પ્રવેશ ૫ મો.** સ્થળ રમલાલનું દીવાનખાનું. સંગીત સુધારાના
વિચારમાં.

**પ્રવેશ ૬ થો.** સ્થળ બગીચો સુરબાળા સરદાર કેશરીસિંહ ને મ-
ળવા માતુરતા, શાહેલીઓનું આવવું નિર્દોષ મશ્કરી
કરવી, સરદાર કેશરીસીંહનું આવવું આવવું અને
પ્રેમપ્રણય વિહાર.

**પ્રવેશ ૭ મો.** સ્થળ રસ્તો લડાઇને લીધે કેટલીક કંપનીઓનો
વહેવાર બંધ થવાથી, નોકરોને રજા આપવાથી
ચીંતાતુર નોકરો વહેપારીઓ વિગેરે લડાઇ સંબંધી
વિચારમાં.

**પ્રવેશ ૮ મો.** સ્થળ છાવણી સરદાર કેશરીસીંહ અને બહાદુર સીપાઇ-
ઓ લડાઇમાં જવાની તૈયારી. કેશરીસીંહનો ઉપદેશ–

**પ્રવેશ ૯ મો.** મહારાજા તેજસિંહની કચેરી. આજે કેશરીસીંહ
વગેરે સરદારો લડાઇમાં જતાહોવાથી તેને
વિદાયગીરીનું માન.....



## અંક ૨ જો.

**પ્રવેશ ૧ લો.** સ્થળ, બગીચો, સૂર્યપુર રાજ્ય મહેલના બગીચામા કલ્યાણસીંહના કુંવર અજીતસીંહની નવવીવાહીત પત્ની વીરબાળા અને સાહેલીઓનું ભારત જયકીર્તન અને વિનોદ વિહાર, પાછળથી અજીતસીંહનું આવવું. પ્રેમી જોડાંનો પ્રેમ વિનોદ.

**પ્રવેશ ૨ જો.** સ્થળ, મહેલ, રાજા કલ્યાણસીંહ લડાઇના વિચારમાં

**પ્રવેશ ૩ જો.** સ્થળ લક્ષ્મીદાસનો બંગલો. લક્ષ્મીદાસશેઠ વીપરીત કાળના વિચારમાં પાછળથી રમણ અને સંગીતાનું આવવું. ધર્મભ્રષ્ટ રમણને ઉપદેશ, રમણનો ગુસ્સો બાપને મારવો. એટલામાં સુશીલા અને સરસ્વતીનું આવવું.

**પ્રવેશ ૪ થો.** સ્થળ કલ્યાણસીંહની રાજ્ય કચેરી. કલ્યાણસીંહનો લડાઇમાં જવાનો વિચાર, તેમના બન્ને કુંવરોનો લડાઇમાં જવાનો દ્રઢ નિશ્ચય, તેમને જવાની આજ્ઞા આપી વિદાય કરવા તેયારીનો હુકમ.

**પ્રવેશ ૫ મો.** સ્થળ દરબારી ઉતારો બંધાણી રજપુતોના આનંદ પાછળથી અજીતસીંહનું આવવું અને ટપકા સાથે ઉપદેશ.

**પ્રવેશ ૬ ઠો.** સ્થળ વીરબાળાનું એકાન્તભુવન વીરબાળા પોતે સેવાના મહિમાનું વર્ણન કરતી નજરે પડે છે તેવામાં અજીતનું આવવું અને આનંદ, પાછળથી

માતા કમળાદેવી તથા રણધીરનું આવવું અને લડાઇમાં જવાની આશીશ સાથે ઉપદેશ.

પ્રવેશ ૭ મો. સ્થળ લક્ષ્મીદાસનું ઘર સરસ્વતી પોતાના ભરથારની રાહ જોતી ઉભી છે એટલામાં તેનું આવવું અને પ્રણય વિહાર.

પ્રવેશ ૮ મો. સ્થળ રમણનું દીવાનખાનું મીસ શંગીતા પોતાના પ્રાઇવેટ રૂમમાં પોતાના આશક મી૦ કૃષ્ણલાલ સાથે પ્રેમલીલામાં પાછળથી રમણનું બીલો લઇને આવવું સંગીતાએ તેનું ઇનસલ્ટ કરવું. એટલામાં મારવાડીનું વારંટ લઇને આવવું. રમણની સંગીતા પાસે પૈસાની માગણી સંગીતાની ચોકખીના રમણનો પશ્ચાતાપ, ચંદ્રકાન્તનું આવવું. અને ઉપદેશ આપી મારવાડીને ચેક આપી વિદાય કરવો. વોર લોની વિષે વિવેચન.

પ્રવેશ ૯ મો. સ્થળ મુંબઇનો કિનારો. હિંદીલશ્કર. બહાદુર સૈનકોની વિદાયગીરી અને હુરરેના પોકાર સાથે દ્રશ્ય.

---

## અંક ત્રીજો.

પ્રવેશ ૧ લો. સરદાર કેશરીસીંહ લશ્કર સાથે.

પ્રવેશ ૨ જો. મીત્રરાજ્યોની ટુકડીઓની જર્મન ટુકડીપર ચઢાઇ.

પ્રવેશ ૩ જો. ઘાયલ થયેલાની મુલાકાતે અંગ્રેજી અમલદારની બહાદુરને ચાંદ અને દેશમાં વિદાયગીરી.

પ્રવેશ ૪ થો. સ્થળ વસંતપુર શહેર સુરબાળાની પ્રભુપ્રાર્થના... વીરકેશરીસીંહ વિજય મેળવી આવવાના સમાચાર

પ્રવેશ ૫ મો. સ્થળ. તેજસિંહનું વિચાર ભુવન. તેજસિંહ, પાછળથી સુરબાળાનું આવવું. વાતચીત અને સમવિચારકરી તેજસિંહનું જવું. વ્હાલાની વાટજોતી સુરબાળાનું ઉંઘવું, કેશરીસિંહનું આવવું અચાનક મેળાપ અને કચેરી તરફ વિદાય.

પ્રવેશ ૬ ઠો. સ્થળ તેજસિંહનીરાજ સભા. તેજસિંહ, કેશરીસિંહ વગેરે અમલદાર કારભારી અને શહેરના સંભવીત સ્ત્રી, પુરૂષો, કેશરી સિંહનો સત્કાર અને સુરબાળાનો હસ્ત મેળાપ આનંદની સાથે નાટકની પણ પુર્ણાહુતી.



# પાત્રો.

| | |
|---|---|
| **કલ્યાણસીંહ** | સુર્યપુરનો રાજા. |
| **તેજસીંહ.** | વસંતપુરનો રાજા. |
| **કેસરીસીંહ.** | તેજસીંહનો સરદાર. |
| **અજીતસીંહ.** | કલ્યાણસીંહનો પુત્ર. |
| **રણધીર.** | કલ્યાણસીંહનો પુત્ર. |
| **લક્ષ્મીદાસ.** | વસંતપુરનો એક વણીક. |
| **રમણ.** | લક્ષ્મીદાસનો પુત્ર. |
| **ચંદ્રકાન્ત.** | લક્ષ્મીદાસનો જમાઇ |
| **રતનમલ.** | મારવાડી. |

## સ્ત્રી પાત્રો.

| | |
|---|---|
| **સુરબાળા.** | તેજસીંહની પુત્રી. |
| **વીરબાળા.** | કલ્યાણસીંહ પુત્રી. |
| **કમળાદેવી.** | કલ્યાણસીંહ સ્ત્રી. |
| **સુશીલા.** | લક્ષ્મીદાસની સ્ત્રી. |
| **સરસ્વતી.** | લક્ષ્મીદાસની પુત્રી |
| **સંગીતા.** | રમણની સ્ત્રી. |

બંધાણીઓ. સાહેલીઓ, દરબારીઓ, સીપાઇઓ વીગેરે.



શ્રી પરમાત્મને નમઃ

શ્રી નવિન

# વફાદાર હિંદ

---

## મંગલા ચરણ

૧

જય વિભુવર ત્રાતા

વિશ્વંભર વિખ્યાતા.....જય૦

સત્ય સહાયક પ્રભુ અધમ ઉધ્ધારક

ધર્મ ધુરંધર જ્ઞાતા........જય૦

મંગળમય હરી વિઘ્ન સંહારક

વ્હાર કરો સુખ દાતા...જય૦

૨

" સત્ય નીતિવાન સદા જગતમાં ચવારી. "

જય વિજય રણમાંહિ તેનો થા.....રી...

વારી જાઉં બ્રિટિશના નામને

કરે ન્યાય તણા સદા કામને

હિંદ વીરો બ્રિટીશની સાથે

લડે શુરતાથી જીવની સાટે

તેથી દુશ્મનો પુરાતો મરાશે

ધન્ય તે શુરા ન્યાયમાં પુરા.

નામ સ્મરશે સહુ જગ વાટે ઘાટે......સત્ય૦

જાય છે

૩

ચાલો સાહેલી (૨) પુજ સાંબતણી કરવા
ઉમા વરને (૨) ભેટી દુખડાં સહુ હરવા......
કુમકુમ કેસર આરતી વદન સહુ મળી કરીએ
ભાવથી પુજન જો કરી તો મનવાંચ્છિત વર વરીએ
એવ્રતનું વ્રત પુરણ થાતાં ધ્યાન શંભુનું ધરીએ
સંસારે સુખ અખંડ પામી આ ભવથી રહે તરીએ—ચાલો૦

૪

અનંગ પીડા ઘડી ઘડી અકળાવે
માનુનિ મનમાંહિ મુંઝાયે......
નવ રંગીત આ ઉપવન ખીલ્યો
પણ માળી વીના સહુ સુકાયે......અનંગ
સ્નેહ વિલાસી ભ્રમર વિણ આ
ભ્રમિત મનડું મુંઝાયે......
મદન દહન કરતો અતિ મુજને
કોમળ કળી આ કરમાયે
ગઇ હું મુંઝાઇ અતિ અકળાઇ
હાય હવે તો હું હારી.

૫

લ્યો માળા આ સ્વીકારો માનીશ ઉપકાર તમારો
અર્પણ કરીને આ માળા મને કર્યો આભારી બાળા
છે અમુલ્ય ચીજ અમારી રક્ષણ કરજો વનમાળી
જીવન આપ્યું ઉપકારી થઇ વશ આજે આ નારી........

૬

દાસીને દર્શન દેજો રાજ
વ્હાલમજી વચને પળજો
એમ અરજી ઉરમાં ધરજો રાજ......વ્હાલમજી
તમ જીવનમાં જીવન અમારૂં છે અર્પણ તમને રાજ
વ્હાલમજી વચને પળજો......
વેલીના છો તરૂવર બેલી રાજ .......વ્હાલમમજી
સ્નેહ નિભાવી સ્નેહી હ્રદયે અમૃત આનંદ ભરજો રાજ
......વ્હાલમજી વચને પળજો
તમે આપેલ વચને મળજો રાજ......વ્હાલમજી
આપ વિયોગે આ તનવેલી
કરમાશે મન ધરજો રાજ......વ્હાલમજી.

૭

આજ કાલની આર્ય બાળાઓ શીખે ભણતર સારૂં
નવિન નવિનને સારૂં માને છે જુનું છે તે નઠારૂં
ધર્મને ધક્કે નિત મારે, ધણીને નોકર સમ ધારે
સાચો સુધારો નોનસન્સ, ગોવે યસ કમ ઓનમાં આવ્યો
વેરીગુડ પ્લીઝ સર ગુડમોરનીંગ ને ગુડબાયનોમાં સમાયો
કર્યા છે આર્ય જનો અંધા બનાવ્યા સ્વચ્છંદી સંધા

૮

વ્હાલા મુંબઇથી મોટર મંગાવો
મોટર મંગાવો બે ગાડીઓ મંગાવો
સાડીને પોલકાથી શુંદરી શોભાવો......વ્હાલા૦

બુટ સ્ટોકિંગ વિના નહિ ચાલે
ફરીથી ઓર્ડર હું તારથી કાલે
બની ફૂકડને સુધારો દિપાવો.....વ્હાલા૦
લેડી ક્લબને બાગ બગીચે
સાથે ફરશું વ્હાલાજી ઉમંગે
બસ એજ સાચા સુધારાને વધારો...વ્હાલા૦

૯

આજ કાલની નાઝુક નારી સુધારે સપડાતીરે...
ફરતી ફરતી શરમ ન ધરતી અતિશય તે મલકાતીરે
આછાં વસ્તો પહેરી ઓઢી બર ચોટે છલકાતીરે આજ...
બુટ સ્ટોકીંગ ને પાઉડર ગાલે
વાળે ઝુલ્ફાં ને વળી કપાળે
પર પુરૂષથી મીલન કરીને સુંદરી બહુ મલકાતીરે
સ્વામીને સેવક સમજાણી તુચ્છ ગણી હરખાતીરે આજ...
વિનય વિવેક વિસારી દીધાં
ધર્મ કર્મ ને તો ધતિંગજ માન્યા
આવો સુધારો ભાભી તમારો તમને મુબારક રહેજોરે.
નવ ગજના પ્રણામ હમારા એ સુધારાને હોજોરે.

૧૦

અભિમાન જગતમાં વધતું
થઇ અંધ ગુમાનીમાં ફરતું.........અભિમાન
ન્યાય અન્યાય જરી ના તપાસે
સત્યા સત્ય ન મનમાં વિમાસે
રહે મદમાંહી તે તરતું...........અભિમાન

કપટી કુટીલતાથી બહુ ફરતાં
પ્રભુ થકી નહિ દીલમાં ડરતાં
અંતે તે નહિ જગમાં ઠરતું........અભિમાન

૧૧

હું સુધરેલી નાજુક નારી
ફેશનમાં વખણાઉં
લટકે મટકે ચટકે ચાલી
કઇક નરને લોભાવું
પફ્ફ પાવડરને સેંટ લવન્ડર
ચશ્મા નાક ચડાવી
સુધારાની છે બલીહારી
હું સુધરેલી નારી.........

૧૨

ફરશુંને ફરશું આનંદે વ્હાલાજી હવે સંગાથમાં
ડરશુંના ધરશુંના લોક લજ્જા હવે પ્યારા આ પોશાકમાં
વાહ વા શાણી સલુણી સુંદરી સુજાણ.
વાહ વા લ્હાણુ લેશું સુધારાની પ્રાણ
અક્કડ ને ફક્કડ રહેવું હવે તો વ્યવહારમાં
છે પરવા કોની બસ આ સંસારમાં
યસ યસ માય ડીયર
આવો રસીલા બસ લ્હાવો લેશું હાલી હાથમાં ફરશું.

૧૩

કોયલડી કાં તું સતાવે
ટહુકારે માનડું મુંઝાવે રીબાવે લોભાવે

વિરહીણુ હું રતિપતિ વીના મદન અગનથી જળાવે
આમ્ર ડાળીએ કલરવ કરતી સ્વાથીં દયા નહિ આવે
રસની ઉલ્લાસી પ્રેમની પ્યાસી સુરતી સમર રમરાવે
કોયલડી.

૧૪

શોકાતુર આ નનદર મુરતી કેમ દિસે અલબેલી
હાંરે વ્હેની બની તું મદઘેલી
અકળાવો ના અબળા બીચારી, મન મારૂં મુઝાય
મારૂં ચીતડું ચરર થાય
છુપા છુપા તુજ ભાવ ન જણાયે
ફંડી ફંડી કંઠ કંઠ હરખાયે
હાંરે સખી અમથી તું ના છુપાવ
તારે હદે આનંદ ઉભરાવ
છેડ કરો ના બેની મારી
વાગી વીરહની કટારી—શોકાતુર૦

૧૫

અલી સખી શરમાઇ ગઈ તું શાને
હતી આતુર મોહન મળવાને
મન ઘણું મળવાને દોડે
પણ અમથી તું છુપાવે
જાણશું હવે અમે સહુ બેની,
જા જઇ ભેટ તું ભાવે.....અલી૦
:મને મેલીને તમે શું જાશો:
:હા તેથીજ તમે હરખાશો:

હવે મુક ચતુરાઇ તું તારી
અમે જઇએ છીએ છીએ બેની મારી.

૧૬

આઘા રહો અલબેલડા રે
જાણું જીવ મેલા.........હાંહાંરે જાણું૦
સ્નેહ ભુખ્યા તરસ્યા અમે
તરસાવો હાલા હાંહાંરે તરસાવો હાલા
વાયદો આપી વખત વીતાવો
પછી બાનાં શું ખોટાં બતાવો
જાવો જાવો દૂર થાવો ચેલડારે
છોડો પાલવ મારો હાંહાંરે આવો...

૧૭

શુકન જોઇને સંચરજો
વિજય કરી વ્હાલમ વહેલા વળજો
સ્નેહિ સ્નેહ હૃદયમાં ધરજો
આવી દાસીને વ્હેલા મળજો
વફાદાર બ્રિટીશના કહેવાજો
બહાદુર થઇ શત્રુને સંહારજો
વિજયમાળા લ્યો આ સ્વીકારો
વફાદાર થઇ કિર્તિ વધારો.....શુકન.

૧૮

લડાઇ જાગી ભાઇ લડાઇ જાગી
હાક તેની દેશ વિદેશ વાગી

વહેપાર મંદા થયા સહુ મોટા
નાણા તણા પણ પડયા ત્રોટા
દોણી નોકરોને મળવા લાગી
હાક તેની હૃદયમાં વાગી
મોંઘવારી સહુ માલની થાતી
ધડક ધડક હવે થાય છે છાતી...લડા૦

૧૯

ઝટપટ જાવું જંગ મચાવું કાયર ત્યાં નવ થાવું
ક્ષત્રી બચ્ચાં રણમાં સચ્ચા એ કહેવત બતલાવું
ચાલો મારા યોદ્ધા સારા બહાદુરી બતલાવો
વફાદાર થઇ ન્યાય બ્રીટીશના રણમાંહિ ઝપલાવો
યા હોમ કરી પડો આગે
ડંકા વિજયના વાગે...ઝટપટ૦

---

## અંક ૨ જો.

૨૦

આવોની બ્હેનીઓ આ પ્રિય ભુમિનું
પુજન સહુ મળીને કરીએ
ઉત્તમ અખંડિત વીર ભુમીનું
મંગળ જય કિર્તન કરીએ
શ્વેત શીખરધર હિમગિરીવરના
મનહર દર્શન વર્ણવીએ
વિમળ સલિલવતી અવિચળ કુળવતી

સંગ સરિતાના ગુણ ગણીએ
રંગ ગંજની રમણીક રચનાની
શોભા કદી ના વીસરીએ.....આવોની.
કૃષ્ણને વળી રામ પ્રતાપી
મહાવીરદેવનું સ્તવન કરીએ
અશોકને પૃથુરાજ પ્રતાપી
અકબરશાહને અંતર ધરીએ
વિકટોરીઆ જન હિત રક્ષક ને
દ્રોપદી સીતા દિલ ધરીએ
આર્ય ભુમિ તવ નામ અમે.ને
અદ્ભુત આનંદથી ભરજો
પ્રેમ શૌર્ય સુખ સંપ સતત તવ
પુત્ર હૃદય અવિચળ કરજો
બ્રિટીશની શુભ સહાયથી જગમાં
વિજય વાવટો તવ ઉડજો.....આવોની.

૨૧

રસીલી રમ જમે રમેલી તું જણાએ
ભીંજી અનંગ રંગે તે આલીન! છુપાએ
હાલી ઝુલી મુગ્ધા બાળા શું ગભરાવો
શરમાવો ના સાહેલી દુર થાઓ
જાણી આઇ જાણી તારાં એ ચતુરાઇ
જોને કસ કંચુકીની ત્રુટી જણાઇ
રીઝવ્યો છે રસીઆ અનંગે..........રસીલી.

ગાલે રતાસ આ શાની જણાયે
લાલે ઉડાડયો ગુલાલ દેખાયે
અલી બ્હાવરી બનેલી શ્વાસો શ્વાસે ભરેલી
ઘેલી ઢીલી અલી તું શાને જણાએ......રસીલી૦

૨૨

જાશો ક્યાં ન્હાસી બ્હાલા
હવે બંધાયા પુરા
બંધન એ છોડો છોગાળા
છો રાજપુત્ર સુરા
છે તારા સુતરના કાચા
તોડો તો જાણું હું સાચા......જાશો૦
પ્રેમ ગ્રંથીએ ગુંથ્યું એ તો નહિ કોથી છોડાય
કઠોર કાષ્ટને ભેદે ભમરો પણ કમળથી તે બીડાય
કેમ હવે જાશો છટકી છોગાળા...—...જાશો૦

૨૩

આવો મનહારી પ્યારી
અનંગ રંગ ખેલીએ ૨
મદન વસંત વેલી
કરીએ કોકીલા કેલી
અગન બુઝાવીએ ૨
કરી બાળા બિચારી
મોહન મંત્રને મારી
આલીંગન દીજીએ ૨

ભલાર જોબનની ન્યારી
બીલી શું કોમળ ક્યારી
ગોરન ઝુલામાં ઝુલીએ ૨

હું સ્વામી મુગ્ધ બાળા
કરો શું આમ ચાળા
ચાલુ ના શરમાઇએ ૨

૨૪

ટેમ મધર ટેમ ફાધર એન્ડ ટેમ ટેમ
આઇ વીલ ફુ વેટ આઇ કેન જેમ... ..ટેમ૦
સુંદરી સાથે કર ઝાલીને ચાલ્યુ બની મસ્તાન
ધ્યાન્ડી બીરકીટનો બસ રાજી સુલતાન
સુધરેલો સુલતાન વર્તું જગમાં હાંરે તેમ...ટેમ૦

૨૫

સુણો પુજ્ય પિતાજી વચન અરજ ઉરધારોરે
જીએ આપ તણા અમે તન ,,
નવ સમજો અજ્ઞાની બાળ ,,
જીએ ક્ષત્રાણી તણા સિંહ બાળ ,,
આપો યુદ્ધે જવાની આજ્ઞાય ,,
જઈ શુર બતાવીએ પળ માંય ,,
જે બહાદુર બ્રિટીશ મહારાજ ,,
લડીએ જઇ રણમાં તે કાજ ,,
જર્મન બળનો કરી સંહાર ,,
થઇશું સાચા અમે વહાદાર ,,

૨૬

સ્વામી સેવા સાચીરે આને સંસારમાં,
સુખડાં સ્વર્ગ તણાં સમાણાં સ્વામી સદનમાં
તપ જપ તીરથ પતિ ચરણમાં
બ્રહ્મા પણ પતિના ઉદરમાં
ચંદ્રશેખર પણ વસીઆ સ્વામી ભાળમાં......સ્વામી
દેવ સમવતી મૂરતી ગણીને, પુજન કરે વીધવીધ પાઠ ભણીને
પ્રેમ ચરણોદક પીવ પાણી ઉલ્લાસમાં......સ્વામી

૨૭

હાં હાંરે જુઠી જુઠી તમારી જુઠી વાતો સઘળી જુઠી
બનાવી મને છેતરી ઠગારા હાં હાંરે તમથી ઠગાઇ
કામણગારા મનાવો બાળા
અરે જાઓ ઠાલા, ભોળીને ભરમાવીને પાઇ...જુઠી

૨૮

વાગી જોને વીરહાક રણ જંગમાં વહાલી જાવું મારે તે પ્રસંગમાં
બ્રીટીશના વફાદાર થઇ જાવું વીરહાક જઇ ત્યાં ગરજાવું
ભલે સીધાવો વીજય વરતવો સ્વામી યુરોપી જંગમાં
સેવા સ્વીકારી દાસી તમારા લશો પીયુ તમ સંગમાં

૨૯

કોઇ ફુલ લ્યો સુગંધી, પરિમલ દીલરંગી હો
રસ ભોગી રસીઆતમે લીઓ ફુલ અમૂલ
રસીઆ વ્હાલા પ્રાણના કોઇ મીલશો જીવન ફુલ
હેતે હૈયાં પાથરૂં, ધરૂં ચરણ આકુલ
ચુંટો રસબસ ફુલડું, પરિમલમય મંજુલ......કોઇ

પ્રેમતરૂ પલ્લવિત જ્યાં પ્રેમ વારી સીંચાય
પ્રેમી માળી નહિ મળે તો પ્રેમ પુષ્પ માંચાય.

૩૦

આવો મારા મન માન્યા મહેમાન, પધારો અમ આંગણેરે
સ્વીકારો મહેમાની અમ આજ. પધારો અમ આંગણેરે
સ્નેહ વારીથી પાય પખાળુ, વિવેક વચનના ફુલડે વધાવું
હેતના હીંચોળે ઝુલાવું હળું હળું રાજ......પધારો
પ્રીતી તણા પકવાન ધરાવું, ભાવતા ભોજનીઆ પીરસાવું.
પ્રેમ ભર્યાં ખવરાવું પેંડા મેસુર...પધારો

૩૧

વાહરે લાલા લલિત લગનને લગાવી
નયને નચાવી શાન ભાન તો ભુલાવી
ખુબ મીલાવી મને બ્હાવરી બનાવી......બાળા
અળગા રહીને ડીયર શાને અકળાવો
વીરહની વેદના આવો સમાવો
હાજર છું અલબેલી રામા, ખોટી પ્રીત શું જણાવો નકામા
બાટ જોવરાવી મને ખુબરે મુંઝાવી,
પ્રીતીની રીત એવી જણાવી......લાલા

૩૨

વિના વિચારે સહસા કરીને, નવિન પથે જે ચડશે તે પડશે (૨)
તજી પોતીકા રીત રીવાજો, દેખા દેખી ચડશે તે પડશે
ધોબીના કુતરો નહી ઘાટનો નહી વાટનો ફરશે ક્યાં ઠરશે
સીંહ ચામ ધારી શીયાળ જસલે, જગ પરિક્ષા કરશો હિત હરશે

બસણુ વાવીને નહિ કસ્તુરી, કદી મળશે કહો કેમ ફળશે.
બાવળ રોપી આમ્રફળ કહો કેમ કરી મળશે અરે કાંટા તીહાં મળશે
વિના

૩૩

હે શામળીઆજી બ્હારે થજોરે (૩) સત્ય તણાછો પ્રભુજી સહાયક
અસત્યના છો આપ સંહારક, સેવા અબળાની સ્વીકારીએ
મમ સ્વામી ઉરમાં ધારજોરે ;
પાંડવને કૌરવથી ઉગાર્યા, પટકુળ દ્રૌપદીના પુર્યા
કેશી કંશ વિદારણ વહારે આવજોરે
સત્ય સહાયક મમ સ્વામી થઇને, ન્યાયી ક્ષીટીસનો પક્ષ ગ્રહીને
ગયા રણસંગ્રામે સહાય તેને કરોરે, જરમન બળને નાશ તમે
સમરાવજોરે

૩૪

આવશે આવશે, મોહનમારા જાદુગર પ્રાણથી પ્યારા
આજે પધારશેરે
લઇશ વધાવી હૃદય ઉભરાવી. આલીંગને મુજ હરખાવશેરે
આવશે
પ્રીતી રસને ખુબ પીવરાવી, રંગે રસીલો ભીંજાવશે આવશે

૩૫

જો જે બાન ભુલીજતીના, સખી હવે પેલી યતીના.
વાહવા બની શું બ્હાવરી (૨) વાહવા.
મર્કટ મનડું કુલાતુના, હૃદય હવે ઉભરાતું આ, ચંદ્રભેટવા આ૦
બની ઉલ્લાસી વિભાવ રીક્ષણ (૩) વાહવા

રસીયા રસ રંગથી રમાડશે, નગીના નયન બાણે નચાવશે.
નચાવશે તેમ નાચશે આ સુંદરી (૨) વાહવા

૩૬

પ્રિયતમ પાતળીઆ, રાજ સભામાં પધારો
સુખ કર શામળીઆ થારો સ્નેહમાં વધારો...પ્રિયતમ
બાહવા બાળા ગુણ ગુથી માળા સ્નેહશાળા હૃદય વિશાળા
આરોપીશ કંઠે ત્યાં વરમાળા......પ્રિયતમ

